# ગઝલના છંદોમાં પ્રયુક્ત અષ્ટકલ સંધિ અને એમાં લેવાતી છૂટ

## લેખ : ઉદય શાહ

મારું પુસ્તક 'ગઝલનું છંદશાસ્ત્ર' કે જે પદ્યભાર આધારિત પદ્ધતિથી ગુજરાતી-હિન્દી જેવી ભાષાને અનુરૂપ ગઝલનું છંદશાસ્ત્ર પ્રસ્તુત કરે છે. પદ્યભાર આધારિત પદ્ધતિ દ્વારા ગઝલના છંદોમાં મુખ્ય અને ગૌણ પદ્યભાર અંગે વિસ્તૃત ચર્ચા સાથે કેટલાંક નવા નિયમોનું તારણ પ્રસ્તુત કરનાર કદાચ આ પ્રથમ પુસ્તક હશે. આ માટે માતા સરસ્વતીએ મને નિમિત્ત બનાવ્યો એ માટે હું ગર્વ અને આનંદની લાગણી અનુભવું છું. લેખના અંતે દર્શાવેલ મારી **Website** પરથી આ પુસ્તકની **PDF File** વિનામૂલ્યે **Download** કરી શકાશે. ગઝલના છંદશાસ્ત્રના અભ્યાસ માટે એ પુસ્તકની **PDF File**ની **Print** કઢાવી લેવી જરૂરી છે.

કોઈપણ માત્રામેળ રચનાના કે કોઈપણ આવૃત્તસંધિ રૂપમેળ રચનાના પઠનમાં અથવા ગાયનમાં અમુક સ્થાન પર વિશેષ થડકાર કે આઘાતનો અનુભવ કરી શકાય છે. આ વિશેષ થડકાર કે આઘાતને જ પદ્યભાર કહેવામાં આવે છે. કોઈપણ રચનાના છંદમાં પ્રયુક્ત સંધિના આધારે નિશ્ચિત સમયાંતરે પદ્યભારની (વિશેષ થડકાર કે આઘાતની) પુનરાવૃત્તિ થતી હોય છે. છંદોમાં પ્રયુક્ત થતી સંધિના પદ્યભાર બે પ્રકારના હોય છે, મુખ્ય પદ્યભાર અને ગૌણ પદ્યભાર. મુખ્ય પદ્યભારના પ્રમાણમાં ગૌણ પદ્યભારમાં થડકારનું પ્રમાણ થોડું ઓછું હોય છે. છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે જ્યારે એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગ માટે ગૌણ પદ્યભાર પણ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ લેખમાં દર્શાવેલ 'ગાંગાગ઼ાગા' અને 'ગાગાંગાગ઼ા' તથા અન્ય સંધિમાં ઊપર ટપકું મુખ્ય પદ્યભાર દર્શાવે છે અને નીચે ટપકું ગૌણ પદ્યભાર દર્શાવે છે.

ગઝલના છંદોમાં પંચકલ, ષટ્કલ, સપ્તકલ અને અષ્ટકલ સંધિઓ પ્રયુક્ત થાય છે. 'કોણ કહે છે'માં 'કોણ'નો છેલ્લો લઘુ 'ણ' અને 'કહે'નો પહેલો લઘુ 'ક', એમ બે અલગ-અલગ શબ્દોના એક-એક લઘુ (કુલ બે લઘુ) મળીને એક ગુરુ ગણવાની છૂટ ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત છે. આ પ્રકારની છૂટ

પદ્યભાર વિનાના ગુરુઅક્ષર પર જ એટલે કે ‘ગાંગાગ઼ાગા’ સંધિના બીજા અથવા ચોથા ગુરુઅક્ષર પર તથા ‘ગાગાંગાગ઼ા’ સંધિના પહેલા અથવા ત્રીજા ગુરુઅક્ષર પર જ લઈ શકાશે. ‘ગાંગાગ઼ાગા = કો ણક હે છે’ લઈ શકાય છે પરંતુ ‘ગાગાંગાગ઼ા = કો ણક હે છે’ લઈ શકાશે નહીં. આ પ્રકારની છૂટ પંચકલ, ષટ્કલ અને સપ્તકલ સંધિના આવર્તિત સ્વરૂપના છંદોમાં તથા મિશ્ર સ્વરૂપના છંદોમાં લઈ શકાતી નથી.

ગઝલના છંદોમાં અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’ અથવા ‘ગાગાંગાગ઼ા’ના આવર્તિત સ્વરૂપના છંદોની રચનાઓ જોવા મળે છે. આ ઉપરાંત અષ્ટકલ સંધિ ‘લંગાલગ઼ાગા’ના આવર્તિત સ્વરૂપના છંદોની રચનાઓ પણ જોવા મળે છે કે જે અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’નું જ સ્વરૂપ છે. અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’ના વિકલ્પ રૂપે ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ, ગાંલલગ઼ાલલ સંધિઓનો તથા ‘ગાગાંગાગ઼ા’ના વિકલ્પ રૂપે લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા, લલગાંલલગ઼ા સંધિઓનો પણ પ્રયોગ થતો હોય છે. આ બાબતને આવરી લઈને ‘ગઝલનું છંદશાસ્ત્ર’ પુસ્તકમાં એક નિયમ દર્શાવ્યો હતો જે અહીં પ્રસ્તુત છે.

“સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ઉપરોક્ત નિયમને આધીન ફક્ત અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’ અથવા ‘ગાગાંગાગ઼ા’ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે.”

ગઝલના છંદોમાં કેટલીકવાર ‘ગાંગાગ઼ાગા’ સંધિના સ્થાન પર લંગાલગ઼ાગા, ગાંગાલ઼ગાલ સંધિઓનો પણ પ્રયોગ જોવા મળે છે તથા ‘ગાગાંગાગ઼ા’ સંધિના સ્થાન પર કોઈકવાર ગાલંગાલગ઼ા સંધિનો પણ પ્રયોગ જોવા મળે છે. ‘ગાંગાગ઼ાગા’ સંધિના સ્થાન પર કોઈકવાર ગાંલગાલગા સંધિનો પ્રયોગ પણ જોવા મળે છે કે જેમાં ગૌણ પદ્યભારની માત્રા સ્પષ્ટ રૂપે દેખાતી ન હોવાથી બને ત્યાં સુધી એનો પ્રયોગ ટાળવો જોઈએ.

હવે સૌપ્રથમ આપણે સંયુક્ત ઉચ્ચારવાળા અને સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો એટલે શું એ સમજીએ. ‘દિલ’ અને ‘મતિ’ એ બે શબ્દો પૈકી ‘દિલ’ એ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરનો શબ્દ છે કે જેનો પ્રયોગ અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’ અથવા ‘ગાગાંગાગ઼ા’ના કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે ‘મતિ’ એ સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો શબ્દ છે કે જેનો પ્રયોગ અષ્ટકલ સંધિ ‘ગાંગાગ઼ાગા’ અથવા ‘ગાગાંગાગ઼ા’ના મુખ્ય

અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. 'દિલ' શબ્દનો પ્રયોગ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા' સંધિના કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાશે જ્યારે 'મતિ' શબ્દનો પ્રયોગ 'ગાંગાગ઼ાગા' સંધિના બીજા અથવા ચોથા ગુરુઅક્ષર પર તથા 'ગાગાંગાગ઼ા' સંધિના પહેલા અથવા ત્રીજા ગુરુઅક્ષર પર જ કરી શકાશે.

બીજો એક શબ્દ જોઈએ, 'અનુભવ'. 'અનુભવ' શબ્દમાં 'અનુ' એ સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે જ્યારે 'ભવ' એ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે. આમ 'અનુભવ' શબ્દનો પ્રયોગ એ રીતે કરવો પડશે કે જેથી 'અનુ' પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર ન આવે. એટલે કે 'ગાંગાગ઼ાગા' સંધિના બીજા અથવા ચોથા ગુરુઅક્ષર પર તથા 'ગાગાંગાગ઼ા' સંધિના પહેલા અથવા ત્રીજા ગુરુઅક્ષર પર 'અનુ' આવે એ જ રીતે 'અનુભવ' શબ્દનો પ્રયોગ કરી શકાશે.

લઘુઅક્ષર માટે 'લ' સંજ્ઞા અને ગુરુઅક્ષર માટે 'ગા' સંજ્ઞા  પ્રયુક્ત થાય છે. આ ઉપરાંત સંયુક્ત ઉચારવાળા બે લઘુઅક્ષર માટે 'લલ્' સંજ્ઞા અને સ્પષ્ટ ઉચારવાળા બે લઘુઅક્ષર માટે 'લલ' સંજ્ઞા પ્રયોજવામાં આવે તો છંદમાં પદ્યભારવાળા અને પદ્યભાર વગરના ગુરુઅક્ષર માટે એનું નીચે મુજબ અર્થઘટન કરી શકાય.

ગાં = ગા અથવા લલ્

ગ઼ા = ગા અથવા લલ્

ગા = ગા અથવા લલ્ અથવા લલ

ઉપરોક્ત બાબતોને સમજવા માટે 'ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા' છંદની 'સૈફ' પાલનપુરીની એક ગઝલ અને 'ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા' છંદની 'શૂન્ય' પાલનપુરીની એક ગઝલ તથા એ બંને ગઝલોનું ગણવિભાજન પ્રસ્તુત છે. આ ગણવિભાજનના અભ્યાસ પરથી એ વાત સરળતાથી સમજાય જશે કે સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. ગણવિભાજનમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરના પ્રયોગને અલગ-અલગ પંક્તિમાં દર્શાવ્યા છે.

# : ગઝલ :

ગઝલકાર : 'સૈફ' પાલનપુરી

ખુશ્બૂમાં ખીલેલા ફૂલ હતા ઊર્મિમાં ડૂબેલા જામ હતા
શું આંસુનો ભૂતકાળ હતો શું આંસુનાં પણ નામ હતાં

થોડાક ખુલાસા કરવા'તા થોડીક શિકાયત કરવી'તી
ઓ મોત જરા રોકાઈ જતે બેચાર મને પણ કામ હતાં

હું ચાંદની રાતે નીકળ્યો'તો ને મારી સફર ચર્ચાઈ ગઈ
કંઈ મંઝિલ પણ મશહૂર હતી કંઈ રસ્તા પણ બદનામ હતા

જીવનની સમી સાંજે મારે જખ્મોની યાદી જોવી'તી
બહુ ઓછાં પાનાં જોઈ શક્યો બહુ અંગત અંગત નામ હતાં

જે પેલા ખૂણે બેઠા છે એ 'સૈફ' છે મિત્રો જાણો છો
એ કેવા ચંચલ જીવ હતા ને કેવા રમતારામ હતા

# : ગણવિભાજન :

| ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| ખુશ્ | બૂ | માં<br>ખી | લે | લા | ફૂ | લ<br>હ | તા | ઊર્ | મિ | માં<br>ફૂ | બે | લા | જા | મ<br>હ | તા |
| શું | આં | સુ | નો | ભૂ<br>ત | કા | ળ<br>હ | તો | શું | આં | સુ | નાં | પણ | ના | મ<br>હ | તાં |
| | | | | | | | | | | | | | | | |
| થો | ડા | ક<br>ખુ | લા | સા | કર | વા | તા | થો | ડી | ક<br>શિ | કા | યત | કર | વી | તી |
| ઓ | મો | ત<br>જ | રા | રો | કા | ઈ<br>જ | તે | બે | ચા | ર<br>મ | ને | પણ | કા | મ<br>હ | તાં |
| | | | | | | | | | | | | | | | |
| હું | ચાં | દ<br>ની | રા | તે | ની | ક<br>ળ્યો | તો | ને | મા | રી<br>સ | ફર | ચર્ | ચા | ઈ<br>ગ | ઈ |
| કંઈ | મં | ઝિલ | પણ | મશ | હૂ | ર<br>હ | તી | કંઈ | રસ્ | તા | પણ | બદ | ના | મ<br>હ | તા |
| | | | | | | | | | | | | | | | |
| જી | વન | ની<br>સ | મી | સાં | જે | મા | રે | જખ્ | મો | ની | યા | દી | જો | વી | તી |
| બહુ | ઓ | છાં | પા | નાં | જો | ઈ<br>શ | ક્યો | બહુ | અં | ગત | અં | ગત | ના | મ<br>હ | તાં |
| | | | | | | | | | | | | | | | |
| જે | પે | લા | ખૂ | ણે | બે | ઠા | છે | એ | સૈ | ફ<br>છે | મિત્ | રો | જા | ણો | છો |
| એ | કે | વા | ચં | ચલ | જી | વ<br>હ | તા | ને | કે | વા | રમ | તા | રા | મ<br>હ | તા |

હવે ઉપરોક્ત ગઝલની પહેલી ત્રણ પંક્તિનું ગણવિભાજન અલગ રીતે જોઈએ.

| ગા | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | લ<br>લ | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ખુશ્ | બૂ | માં<br>ખી | લે | લા | ફૂ | લ<br>હ | તા | ઊર્ | મિ | માં<br>ડૂ | બે | લા | જા | મ<br>હ | તા |

ગઝલની પહેલી પંક્તિમાં પ્રયુક્ત કુલ ચાર સંધિમાંથી કોઈપણ સંધિના સ્થાન પર 'ગાગાંગાગ઼ા' સંધિ પ્રયુક્ત થઈ નથી.

| ગા | ગાં | ગા | ગ઼ા | લ<br>લ | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | લ<br>લ | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શું | આં | સુ | નો | ભૂ<br>ત | કા | ળ<br>હ | તો | શું | આં | સુ | નાં | પણ | ના | મ<br>હ | તાં |

ગઝલની બીજી પંક્તિમાં પ્રયુક્ત કુલ ચાર સંધિમાંથી પહેલી અને ત્રીજી સંધિના સ્થાન પર 'ગાગાંગાગ઼ા' સંધિ પ્રયુક્ત થઈ છે.

| ગા | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | લ<br>લ | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| થો | ડા | ક<br>ખુ | લા | સા | કર | વા | તા | થો | ડી | ક<br>શિ | કા | યત | કર | વી | તી |

ગઝલની ત્રીજી પંક્તિમાં પ્રયુક્ત કુલ ચાર સંધિમાંથી બીજી અને ચોથી સંધિના સ્થાન પર 'ગાગાંગાગ઼ા' સંધિ પ્રયુક્ત થઈ છે.

ગઝલની પહેલી પંક્તિમાં પ્રયુક્ત કુલ ચાર સંધિમાંથી કોઈપણ સંધિના સ્થાન પર 'ગાગાંગાગ઼ા' સંધિ પ્રયુક્ત થઈ નથી પરંતુ ગઝલની બીજી અને ત્રીજી પંક્તિ મળીને પહેલી, બીજી, ત્રીજી અને ચોથી એ ચારેય સંધિના સ્થાન પર 'ગાગાંગાગ઼ા' સંધિ પ્રયુક્ત થયેલી જોઈ શકાય છે. આમ ઉપરોક્ત ગઝલનો છંદ 'ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા' જ કહેવાશે કે જેમાં મુખ્ય અને ગૌણ પદ્યભાર વિનાના ગુરુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની પણ છૂટ લેવામાં આવી છે.

# : ગઝલ :

ગઝલકાર : ‘શૂન્ય’ પાલનપુરી

જેનું જીવન ધૂપસળી છે
અંત લગી એ જાત બળી છે

કેમ હિમાલય સ્થિર ન થાએ
એક જોગીની ઓથ મળી છે

એવો પણ છે એક ભગીરથ
ગંગા જેના ઘટમાં ભળી છે

ગાજી ઊઠશે વ્યોમનું આંગણ
શ્વેત વિહંગને શુદ્ધિ વળી છે

વાર કરીને મૃત્યુંજય પર
કાળે ઝેરી ઘૂંટ ગળી છે

કેમ સુરાલય ગર્વ કરે ના
પીતાં પીતાં આંખ ઢળી છે

ત્રિરંગો છે બેલી મારો
‘શૂન્ય’ કફનની ચિંતા ટળી છે

## : ગણવિભાજન :

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |
| જે | નું | જી | વન | ધૂ | પ<br>સ | ળી | છે |
| અં | ત<br>લ | ગી | એ | જા | ત<br>બ | ળી | છે |
| | | | | | | | |
| કે | મ<br>હિ | મા | લય | સ્થિ | ર<br>ન | થા | એ |
| એક | જો | ગી | ની | ઓ | થ<br>મ | ળી | છે |
| | | | | | | | |
| એ | વો | પણ | છે | એ | ક<br>ભ | ગી | રથ |
| ગં | ગા | જે | ના | ઘટ | માં<br>ભ | ળી | છે |
| | | | | | | | |
| ગા | જી | ઊ | ઠ<br>શે | વ્યો | મ<br>નું | આં | ગણ |
| શ્વે | ત<br>વિ | હં | ગ<br>ને | શુદ્ | ધિ<br>વ | ળી | છે |
| | | | | | | | |
| વા | ર<br>ક | રી | ને | મૃત્ | યું | જય | પર |
| કા | ળે | ઝે | રી | ધૂ | ટ<br>ગ | ળી | છે |
| | | | | | | | |
| કે | મ<br>સુ | રા | લય | ગર્ | વ<br>ક | રે | ના |
| પી | તાં | પી | તાં | આં | ખ<br>ઢ | ળી | છે |
| | | | | | | | |
| ત્રિ | રં | ગો | છે | બે | લી | મા | રો |
| શૂન્ | ય<br>ક | ફન | ની | ચિં | તા<br>ટ | ળી | છે |

મકતાની પહેલી પંક્તિ 'ત્રિરંગો છે બેલી મારો'ના ગણવિભાજન પરથી સમજી શકાશે કે ગઝલનો છંદ 'ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા' જ છે. આખી ગઝલના ગણવિભાજનના અભ્યાસ પરથી સમજી શકાશે કે ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ અને ગાંલલગ઼ાલલ સંધિ પણ પ્રયુક્ત થઈ છે. એટલે કે મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર અને છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર ગુરુઅક્ષર ઉપરાંત સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ થયો છે પરંતુ સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ થયો નથી. સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ છંદના અંતિમ ગુરુઅક્ષર સિવાયના પદ્યભાર વિનાના ગુરુઅક્ષરોના સ્થાન પર જ થયો છે.

પદ્યભાર વિનાના ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે. બંને રચનામાં મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરોના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ લેવામાં આવી નથી કારણ કે એમ કરવાથી છંદની પ્રવાહિતામાં અવરોધ ઊભો થાય છે.

અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદોમાં લેવાતી ઉપરોક્ત પ્રકારની છૂટને કારણે મારું માનવું છે કે નવોદિત ગઝલકારોને ૮ ગુરુઅક્ષરનો છંદ 'ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા' અથવા ૭ ગુરુઅક્ષરનો છંદ 'ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા' સૌથી વધુ સરળ પડશે. ઉપરોક્ત પ્રકારની છૂટને કારણે ગીત-રચના માટે પણ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા' સંધિના આવર્તિત સ્વરૂપના છંદોનો પ્રયોગ સૌથી વધુ અનુકૂળ થઈ પડશે એવો મારો મત છે.

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**Phone : (R) +912637255511 (M) +919428882632**
**: Websites :**
http://www.udayshahghazal.com/
https://sites.google.com/site/udayshahghazal/
https://sites.google.com/site/udayshahghazals/
https://sites.google.com/site/udayshahxyz/